ત્રકા.

# અસહકાર સંબંધી કેટલાક વિચારો.


લેખક અને પ્રકાશક

**અમૃતલાલ ચુનીલાલ વકીલ.**

બી. એ. બી. એસ. સી. એલ. એલ. બી.

પ્લીડર.

કપડવણંજ.



પ્રત ૫૦૦. આવૃત્તિ પહેલી.

સને ૧૯૨૦.

આ પત્રિકા

**મહેશ પ્રીન્ટીંગ પ્રેસ** (ઠે. ટોપીવાલાની લક્ષ્મી ચાલ, લેમીંગ્ટન રોડ.) માં ગુણવંતલાલ છોટાલાલ દેસાઈએ છાપી છે.

# અસહકાર સંબંધી કેટલાક વિચારો.

વિદ્યાર્થી બંધુઓ,

કપડવંજમાં હાલ થોડા વખતથી મહાત્મા ગાંધીજીની અસહકારની ચળવળ ચાલી રહી છે. કડલાલના રા. રા. મોહનલાલ કામેશ્વર પંડ્યાએ તથા રા. રા. શંકરલાલ બેંકરે તથા બીજાઓએ જાહેર સભાઓ ભરી ગામના વિદ્યાર્થીઓને સરકારની ગ્રાંટ લેતી (Aided) મ્યુનીસીપાલ હાઇ સ્કુલમાંથી ઉઠી જવાની સલાહ આપી છે અને નવી રાષ્ટ્રીય શાળા કપડવંજમાં ચાલુ કરવાનો પ્રયાસ તેઓ કરે છે, પરંતુ સદરહુ નિશાળ ચાલુ થાય અગર ના થાય છતાં હાલની નિશાળોમાં તો નજ રહેવું એવી તેમના તરફથી તમને સલાહ આપવામાં આવી છે અને મહાત્મા ગાંધીજીની સલાહ પણ તેવીજ છે.

સાધારણ રીતે આપણી અત્રેની ગુજરાતી તથા અંગ્રેજી નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓની ઉંમર ૧૬ વરસથી ઓછી હોય છે. સોળ વરસની નીચેની ઉંમર કોઇ પણ બાબતનો વિચારપૂર્વક નિર્ણય કરવાને માટે યોગ્ય ઉંમર કહી શકાયજ નહિ. અંગ્રેજી કાયદા પ્રમાણે તો પુખ્ત ઉંમર ૧૮ વરસની ગણાએલી છે. અને સાધારણ સમજ પ્રમાણે ૧૬ વરસની નીચેની ઉંમરના છોકરાઓ વિચારપૂર્વક કોઇ પણ બાબતનો

નિર્ણય કરી શકે તે બીલકુલ અસંભવિત છે. ઘણુંખરૂં તો નાના છોકરાઓ પુખ્ત વિચાર કર્યા વગર પોતાની લાગણીઓથીજ દોરવાઇ જાય છે; અને પોતાના કહેવાથી પોતાને તેમજ પોતાના દેશને ફાયદો છે કે નુકશાન તેનો તોલ કરવાનું જ્ઞાન તેમનામાં નહિ હોવાથી, ભાષણકર્ત્તાઓ જે તોલ કરે છે તેને વ્યાજબી માની લે છે; અને જે સલાહ હાલ તેમને આપવામાં આવે છે તેનાથી વિરૂદ્ધ મતવાળા કાંઇ પણ ના બોલે તથા તેમને કાંઇ પણ ના કહે તો તેમને કાંઇ કહેવાનું નથી; અને આખરે ભાષણકર્તાઓએ જે કાંઇ કહી સંભળાવ્યું તે વ્યાજબી છે આવા નિર્ણય ઉપર ઘણું કરીને આવે છે.

આવા સંજોગોમાં એ બાબત વિષે મુંગા રહેવું અને મારે મારા વિચાર મારા ગામના વિદ્યાર્થીભાઇઓને ન જણાવવા એમાં એક પ્રકારનું કાયરપણું હું સમજુ છું. જોકે હાલના સંજોગોમાં કોઇપણ માણસ મહાત્મા ગાંધીજીના અસહકાર વિરૂદ્ધ લખે તો ખુશામતીઆ, અને તેવાજ હલકાઓથી ગામ લોકો વધાવી લે છે. આથી ડરી જઇને અણસમજુ કાચી ઉંમરના છોકરાઓને આડે રસ્તે દોરવાતા નહિ રોકવા અને મુંગા મુંગા બેસી રહેવું એમાં એક ગંભિર પ્રકારની ભુલ છે

વિદ્યાર્થી બંધુઓ, તમારી ઉમ્મર હજી કાચી છે. અસહકારથી દેશને અને તમને ફાયદો છે કે કેમ તેનો નિર્ણય કરી શકો તેટલી તમારી ઉમ્મર થઇ નથી માટે કોઇ પણ ઉતાવળું પગલું ભરતા પહેલાં ઘણો વિચાર કરજો,

હાલના ભાષણકર્તાઓના કહેવા પ્રમાણે તમો તમારા વાલીઓની, માબાપોની, તમારા મોટા ભાઇઓની બીલકુલ અવગણના કરતા નહિ. પહેલાં તેમની સલાહ લેજો. તમારા કરતાં તેમણે વધુ દિવાળી જોએલી છે. તેઓ તમારા દુશ્મન નથી કે તમને ખોટી સલાહ આપે. પરંતુ તેઓ તમારા હિતેચ્છુ છે; અને તમને ખોટી સલાહ આપવાનું પ્રયોજન શું છે?

ભાષણકર્તાઓ તથા મહાત્મા ગાંધીજી કહે છે કે હાલનું રાજ્ય જુલમી તથા રાવણ રાજ્ય છે માટે તેની નિશાળોમાં ના ભણો. પંજાબમાં સરકારી અમલદારોએ ઘણોજ જુલમ કીધો છે અને તે ઉપરાંત સરકારે જુલમ કરનાર અમલદારોને યોગ્ય સજા કરી નથી. મેં પંજાબની હંટર કમીટીનો તેમજ કોંગ્રેસ કમીટીનો રિપોર્ટ તથા પુરાવો પણ વાંચ્યો છે. અલબત તેમાં અંગ્રેજ અમલદારોએ જે જે અત્યાચારો દેશીઓ ઉપર ગુજારેલા છે તે તદન જણાઇ આવે છે. યોગ્ય સજાઓ થઇ નથી તે વાત પણ સાચી છે. પણ હું તમને એમ પૂછું કે શું તમો નિશાળે નહિ જાઓ, નહિ ભણો. અને અભણ રહેશો તેથી આ બાબતમાં અને આવીજ બીજી બાબતોમાં સરકાર પાસેથી ન્યાય મેળવી શકશો? હિંદુસ્તાન જે હાલ સ્વરાજ્ય માગે છે તે ભણવાથી કે અભણ રહેવાથી? હિંદુસ્તાનના રાજ્યતંત્રમાં હાલ જે થોડા ઘણા સુધારા દાખલ થયા તે કોના લીધે? ભણેલાઓની મહેનતથી અને તેમના અવાજથી કે વગર ભણેલાઓની મહેનતથી? આનો પહેલો વિચાર કરજો. પંજાબનો ન્યાય મેળવવા માટે તો ઉલટું

આપણે વધારે કેળવણી લેવી જોઇએ અને સુધારામાં તથા કેળવણીમાં જો અંગ્રેજ લોકો જેટલાજ આગળ પડતા થઇએ તો અંગ્રેજ સરકાર ફરી આવો ગેરન્યાય કરી શકેજ નહિ. જે ધારાસભાઓ બહિષ્કાર કરવાનું મહાત્મા ગાંધીજી તથા બીજાઓ કહે છે, તેજ ધારાસભાઓ હોતજ નહિ અને તેમાં માનનીય પંડિત મદન મોહન માલવીયાજી જેવા આગેવાન બીરાજમાન થાતજ નહિ તો આ સઘળી પંજાબના જુલમની વાત સરકારના કાને પહોંચત પણ શી રીતે? તે બાબત સરકારને ખુલાસો પણ શું કરવા આપવો પડત અને કમીશન પણ શા માટે નીમવું પડત? ધારાસભાની લડતને લીધેજ જે નહિ જેવો ન્યાય આપણને મળ્યો છે તે મળ્યો છે; કંઈ અસહકાર કરવાથી તથા અભણ રહેવાથી નહિજ. ધારાસભાની ચુંટણી તો થઇ ચૂકી એટલે એ બાબત હું કાંઇ લખવા માગતો નથી; હું જે કહેવા માગું છું તે ફકત તમારા અભ્યાસ સંબંધીજ છે.

બીજો સરકારનો મોટો અન્યાય ખીલાફત સંબંધી જણાવવામાં આવે છે. પહેલો તો એ વિચાર કરવાનો છે કે એ અન્યાય થયો હોય તો પણ હિંદુસ્તાનની સરકારે કરેલો છે કે કેમ? જો તમો તે બાબત તપાસશો તો માલુમ પડશે કે તુર્કી સાથે સુલેહ કરવામાં હિંદુસ્તાનની સરકારનો માત્ર નામનોજ અવાજ હતો. ઉલટું હિંદુસ્તાનની સરકારે તો અહિંના મુસલમાનોનો અભિપ્રાય જે હતો તે ત્યાં વિલાયત મોકલી આપ્યો હતો. વિલાયતમાં પણ સુલેહ કરવાનું કામ

એકલા અંગ્રેજ સરકારના હાથમાં નહોતું પણ બધા મિત્ર રાજ્યોની ભેગી સભાએ મળી આ સુલેહ કરી છે તો તેને માટે એકલાજ અંગ્રેજ સરકારને અને તેમાં પણ હિંદુસ્તાનની સરકારને આપણે કેવી રીતે જવાબદાર ગણી શકીએ? તકરારને ખાતર એમની જવાબદારી કબુલ કરીએ તો પણ તમારા નિશાળેથી ઉઠી જવાથી તે સુલેહ શું સુધરી શકે? ખીલાફત કમીટીએ તે સુલેહમાં ફેરફાર કરાવવા માટે વિલાયત મોકલેલા ડેપ્યુટેશનમાં આધુનિક ઉચ્ચ કેળવણી લીધેલા ગયા હતા કે અભણ? દરેક પ્રકારનો ન્યાય માગવા માટે, હકનું પ્રતિપાદન કરવા માટે અને પોતાની ફરિઆદો બીજાને ગળે ઉતરે એવી રીતે જણાવવા માટે કેળવણીની જરૂર તો સૌથી પહેલીજ પડે છે. જેમ આપણે વધારે કેળવણી લેતા થઇશું તેમ આપણી તકરારો, આપણી મુશીબતો, આપણને થતા ગેર ઇન્સાફો વધારે માણસોને વધારે સારી રીતે જણાવી શકીશું અને તેથી આપણને ઇન્સાફ મળવાનો સંભવ ઘણોજ રહેશે.

ત્રીજી મોટી દલીલ નિશાળો મૂકી દેવાને માટે એવી લાવવામાં આવે છે કે હાલની કેળવણી આપણા માટે બીલકુલ યોગ્ય નથી. આ કેળવણી સરકાર પોતાના અમલદારો મેળવવાજ માટે આપે છે. તે કેળવણીથી સરકારનું રાજ્ય કેમ અમર તપે તેવુંજ શીખાય છે. આ દલીલ ઉપર પુરેપુરો વિચાર કરજો. આ દલીલ કરનારા ભાષણકર્તાઓએ કઇ જાતની કેળવણી લીધી છે તેનો પણ વિચાર કરજો. ધારાસભામાં હાલના રાજ્યતંત્રની સામે સૌથી વધારે ટક્કર લેનાર પંડિત

માલવિઆજી. મી૦ ઝીણા તથા મી૦ પટેલે કઇ જાતની કેળવણી લીધી છે? જે કેળવણીથી આપણામાં દાદાભાઇ નવરોજજી, સર ગોખલે, સર ફીરોજશાહ મહેતા, મી૦ ઝીણા, લોકમાન્ય તિલક, પંડિત માલવિઆજી, પંડિત નેહરૂ, સુબ્રાહ્મણ્ય આયર તથા મહાત્મા ગાંધીજી તથા બીજા તેવાજ મોટા નરરત્નો પેદા થયા તે કેળવણીને તુચ્છકારી કાઢતાં પહેલાં—અંહ! તેમાં કાંઈ માલ નથી, તે કેળવણી સારી નથી—એમ કહેતાં પહેલાં જરા વિચાર કરજો.

જ્યારે અંગ્રેજી રાજ્યની શરૂઆત હિંદુસ્તાનમાં થઇ ત્યારે દેશીઓને કેવા પ્રકારની કેળવણી આપવી તેને વિષે અંગ્રેજ સરકારની કારોબારી કાઉન્સીલમાં વાદવિવાદ ચાલેલો. તે વખતે મારા માનવા પ્રમાણે તો હિંદુસ્તાનના સારા નશીબે લૉર્ડ મૅકોલે જેવા બાહોશ અને લીબરલ માણસ અહિં હતો, અને દેશીઓને ઉચ્ચ કેળવણી અંગ્રેજીમાં આપવી અને અંગ્રેજી તેમને બહુ સારૂ શીખવવું, એ મત મૂકનાર તે હતો. અહિંના જે લોકો રાજાથી ઘણાજ દબાએલા છે અને રાજાને પરમેશ્વરની પેઠે માને છે, રાજા આગળ કાયદો હોયજ નહિં એવું માને છે, તેમને અંગ્રેજી ભાષા શીખવા દો. ત્યાંના વિચારો વાંચવા દો, અને રાજા તે પ્રજાનો શેઠ નથી પણ નોકર છે, તેને પ્રજાની મરજી માફક રાજ્ય કરવાનું છે. તેને પણ કાયદાને માન આપી ચાલવાનું છે, એવું શીખવા દો. અને એવા વિચારો તેમનામાં આવશે ત્યારે તેમનું મનુષ્યત્વ બહાર આવશે અને તેમના હક માગતાં શીખશે અને એવો

દિવસ આવશે ત્યારે અંગ્રેજી રાજ્યના અમલનું સારૂં પરિણામ આવ્યું ગણાય. એવું માનનાર અને એવા વિચારવાળા લૉર્ડ મૅકૉલે હતા. હિંદુસ્તાનના સારા નશીબે તેઓ પોતાના વિચારમાં ફળિભૂત થયા અને દેશીઓને અંગ્રેજી શીખવવું અને બીજા વિષયોનું ઉચ્ચ જ્ઞાન પણ અંગ્રેજી ભાષા દ્વારાજ આપવું એમ ઠર્યું. તેને માટે હજી પણ કેટલાક એંગ્લો ઇંડિઅનો લૉર્ડ મૅકોલેને ગાળો દે છે કે જો લૉર્ડ મકોલેએ અંગ્રેજી શીખવવાનું દાખલ ન કર્યું હોત તો દેશીઓ અત્યારે અમારે સ્વરાજ્ય જોઇએ છે ને અમારો તે હક છે એવું બોલવાની તેઓ બીલકુલ હિંમત કરી શકતજ નહિં. પરંતુ અંગ્રેજી ઇતિહાસ વાંચવાથી કે જેની અંદર એક રાજા પ્રજા ઉપર જુલમ કરે તો તેના ઉપર કેસ ચલાવી ફાંસી દેવાનો પ્રસંગ પણ એક વખત આવ્યો છે, તે વાંચવાથી લોકોમાં સ્વતંત્રતાની તથા જાહેર જુસ્સાની લાગણીઓ ઉત્પન્ન થાય તથા તેઓમાં રાષ્ટ્રીય ભાવના સજીવન થાય તેમાં શું નવાઈ? હાલ એમજ મનાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે કે એ કેળવણી બાયલા અને બીકણ બનાવી દે છે, જ્યારે નહિ કેળવાએલા તથા બીજી જાતની કેળવણી લીધેલા માણસો ઘણા બહાદુર નીવડે છે. આવી જાતની ભુલવણી ખાતાં પહેલાં એટલોજ વિચાર કરજો કે જ્યાં ત્યાં જાહેર હક માટે લડનારા, સામે મ્હોડે કહેનારા, લોકોમાં અગર સરકારમાં હડધુત થવાની દરકાર નહિ રાખનારા, સંસાર સુધારામાં પણ આગળ પડનારા કેળવાયેલાજ અને તે પણ હાલની કેળવણી લીધેલાજ

નીકળે છે. અભણ બીલકુલ નહિ અગર અભાગ્યેજ; જ્યારે બીજા કેળવાયેલા તો કોઈ પણ જાતની જાહેર હિંમત ભાગ્યેજ બતાવી શકે છે. મારે એમ કહેવાનું તો છેજ નહિ કે હાલની કેળવણીની પદ્ધતિ સૌથી સારી છે, તેમાં સુધારો કરવા જેવું તો છેજ નહિ તેમાં ભૂલો તો છેજ, સુધારાની જરૂર પણ છે. હાલની કેળવણી ધંધાને માટે બહુજ થોડાં દ્વાર ખુલ્લાં કરે છે. વિજ્ઞાન તથા હુન્નરમાં પણ આપણી કેળવણી કેટલેક દરજ્જે પછાત છે. પરંતુ હાલની નવી ધારાસભામાં કેળવણીનો વિષય 'ટ્રાન્સફર' કરવામાં આવ્યો છે. એટલે કે કેળવણી કેવી આપવી અને કેવી રીતે શીખવવું વિગેરે સઘળી કેળવણીની બાબત લોકોના ચૂંટાએલા માણસોના હાથમાં રહેશે. તેમાં ઘટતા ફેરફાર તથા સુધારા લોકો સારો પ્રધાન ચૂંટી હવે જલદીથી પોતાના માણસ પાસેથી મેળવી શકે એમ છે. પરંતુ હાલની કેળવણીનો જે બહિષ્કાર કરવો અને બીજી કેળવણીનં સાધન ના હોય તો અભણ રહેવું પરંતુ સરકારી નિશાળે તો નજ જવું એમ કહેવું મને તો બેહુદું લાગે છે.

હાલની કેળવણીથી મોટા દેશભક્તો અને નરરત્નો પેદા થયા છે એવું અસહકારના ભાષણકર્તાઓ કબુલ કરે છે પણ એવી દલીલ કરે છે કે જો આપણી કેળવણી રાષ્ટ્રય હોત તો હાલના કરતાં હજારો દેશભક્તો પેદા થાત. અને આજના કરતાં ઘણો વધારે જાહેર જુસ્સો આપણા આગેવાનોમાં હોત. મ્હોઢેથી બોલવું ઘણું સહેલું છે પરન્તુ ભાઈઓ, આપણા હિંદુસ્તાનની અંદર જે દેશી રાજ્યો છે

તેની તથા જે રાજ્યો પોતાની મેળેજ કેળવણી આપે છે અને તેમાં પણ વડોદરા, મહીસુર જેવાં આગળ પડતાં રાજ્યોના લોકોનો જાહેર જુસ્સો તપાસવાની ભલામણ કરૂં છું. તેવાં આગળ પડતાં રાજ્યની અંદર અહિંના જેટલી છુટથી, અહિંના જેટલી સ્વતંત્રતાથી, અરે, અહિંના જેટલી તો શું, પણ તેથી સોમા ભાગની સ્વતંત્રતાથી પણ બોલવાની યા લખવાની હિંમત કેટલા આગેવાનો કરે છે? ખિલાફત સંબંધી વાદ-વિવાદ નિઝામ સરકારના રાજ્યમાં સદરહુ રાજ્ય તથા પ્રજા મુસલેમાન હોવા છતાં રાજ્યના ફરમાનથી બંધ પડી ગયો, જ્યારે અહિં હિંદુસ્તાનના લોકો જાહેર છડે ચોક તે ઉપર વાદવિવાદ સજાઓ થવા છતાં કરે છે ને કર્યા જાય છે. એ જાહેર જુસ્સો અહિંની કેળવણીને આભારી છે કે બીજા કશાને તેનો તમેજ વિચાર કરી જોજો. બ્રિટિશ હકુમત નીચેનો કયો પ્રાંત રાષ્ટ્રીય કેળવણી માટે અગર બીજા માટે પોતાનો રાજા દેશી રાજ્ય સાથે બદલવા તૈયાર થશે?

રાજ્યની સામે રાજ્યના ગેરઇનસાફ માટે ગુસ્સે થઈએ તો શું ન્યાય મેળવવાનો રસ્તો અભણ રહેવાનો છે? નાક કાપી પણ તને અપશુકન કરાવું એવોજ ન્યાય આ તો કહેવાય. એક માણસ તેની બૈરી ઉપર ગુસ્સે થઇ ગયો ત્યારે આપઘાત કરવા તૈયાર થઈ ગયો ત્યારે બાપડીએ વાર્યો કે આ શું કરો છો? ત્યારે કહ્યું કે, "રાંડ હું તો મરીશ તો મરીશ પણ તું તો રાંડ કહેવાઇશ." તેવા ન્યાયે પોતે આપ-ઘાત કરી બાઇડીને રાંડ કહેવડાવવાની ઇચ્છા રાખનાર માણસ

જેવું વર્તન તમને નિશાળ મુકી દેવી એ નથી લાગતું? સર-કારનું કામ મને નથી ગમતું માટે હું ભણીશ નહિ એમ કહેવું અને પોતે પોતાના ભવિષ્યનો તથા પોતાના જીવનનો આપઘાત કરવો એમ તમને નથી લાગતું?

કપડવણજમાં ભાષણકર્તાઓએ અહિંના ગામના ભણેલાઓ ઉપર આક્ષેપો મુકયા અને કહ્યું કે તેઓ કેમ તમને સલાહ આપતા નથી? તેઓ સઘળા બીકણ છે. શું લોકોને અને તેમાં અણસમજુ નાની ઉમ્મરના વિદ્યાર્થીઓને ઉંધે રસ્તે દોરવવા તેમાંજ ગામના ભણેલા માણસનું કર્તવ્ય સમાઇ જાય છે? શું તેમની સાથે બેસી તેમની પેઠે તમે સઘળા નિશાળેથી ઉઠી જાઓ એમ કહું તોજ મેં મારૂં કર્તવ્ય તમારી પ્રત્યે બજાવ્યું એમ કહેવાય? હું એમ નથી માનતો. સભામાં આવી મુંગા બેસી રહેવું અગર એક પક્ષની એક બાબતપર સભા હોય તે વખતે સામી બાજુનું બોલી સભામાં વિક્ષેપ નાખવો તેના કરતાં તમે દરેક જણ નિરાંતે વાંચી શકો અને વિચાર કરી શકો તેવી રીતે મારે મારા વિચારો મારે તમારી સમક્ષ મુકવા એ મને વધારે વ્યાજબી લાગે છે, અને તેથીજ આ પગલું ભરૂં છું.

કપડવણજના ભણેલાઓ અને તેમાં ખાસ કરીને વકી-લોને બહુ બીકણ લેખવામાં આવે છે. આથી કદાચ તેમાં વધારો થશે. પરંતુ પોતાના અંગત વિચાર વિરૂદ્ધ લોકોને ખોટી સલાહ આપી સોંઘી લોકમાન્યતા મેળવવાની મ્હારી

ઇચ્છા નથી અને તેવી લોકમાન્યતા મને ન મળે તો મને તેની બીલકુલ દરકાર નથી.

ભાષણકર્તાઓ કહેશે કે અમે અભણ રહેવાનું કહેતા નથી, અમે તો એમ કહીએ છીએ કે તમે ભણો પણ રાષ્ટ્રિય નિશાળમાં ભણો અને તે માટે રાષ્ટ્રીય શાળા ઉઘાડો. કપડવણજની મ્યુનિસીપાલીટી તો જો આમ બને તો ખરેખર ખુશી થાય કે ચાલો આપણે જે રૂ. ૩૦૦૦) સ્કુલો ખાતે જોડવાના આવે છે તેમાંથી બચી ગયા. પણ એ બની શકે એવું છે કે કેમ તેનો પહેલો વિચાર કરો. રાષ્ટ્રિય કેળવણી આજ પહેલવહેલી શરૂ થઇ નથી. મહાત્મા ગાંધીજીના પહેલાં રા. રા. જીવણલાલ દેસાઇ બારીસ્ટરે અમદાવાદમાં નેશનલ કૉલેજ સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો. પણ તેમાં ઘણા થોડા છોકરા દાખલ થવાથી બરાબર ચાલી નહિ. તેજ પ્રમાણે બીજે ઠેકાણે પણ રાષ્ટ્રિય કેળવણીની શરૂઆત જુદે જુદે વખતે થઇ છે. પણ તેનુ હજુ સુધી કોઇ પણ ઠેકાણે જાણવાજોગ સારૂં પરિણામ આવ્યું નથી. કલકત્તામાં નેશનલ વૈદિક શાળા છે, છતા ત્યાં ત્રણ વર્ષ અભ્યાસ કરેલા વિદ્યાર્થીઓએ તે છોડી દઇ અહિંની સરકારી સબ આસિસ્ટંન્ટ સર્જનની નિશાળમાં દાખલ થયાનો તાજો દાખલો મારી જાણમાં છે. વળી જે હાલની સરકારી કેળવણીની મોટામાં મોટી ખામી ધંધા, ઉદ્યોગ, તથા હુન્નરની અછત બાબત છે તે તો નવી રાષ્ટ્રિય વિદ્યાપીઠમાં વધુ અંશે દેખાવ દે છે કારણ કે તેમાં તો સરકારી શાળાઓમાં વકીલ, દાકતર, ઇજનેર, ખેતીવાડી

તથા વેપાર વિગેરે જે પાંચ છ ધંધાનું જ્ઞાન આપવામાં આવે છે તે પણ હાલ તુરત તો ઉડી જાય છે, અને તેને બદલે હાલની કેળવણીની મુખ્ય ખામી ફક્ત વિદ્યાર્થીઓને સાધારણ જ્ઞાન સાહિત્ય અને તેવાજ મોટે ભાગે પાછલા જીવનમાં ધંધાર્થે નિરૂપયોગી વિષયોનું જ્ઞાન આપવાનું વધુ અંશે દ્રષ્ટિગોચર થાય છે.

પૈસા બાબતમાં જો વિચાર કરો તો હાલમાં સરકાર દર વર્ષે કેળવણી પાછળ રૂ. ૧૨ કરોડનો ખર્ચ કરે છે. આ તો વાપક ખરચની વાત થઇ તે સિવાય શાળાઓનાં મોટાં મોટાં મકાનો, તેની અંદર મોંઘો તથા કીંમતી સરસામાન, કેટલીક મોટી પ્રયોગશાળાઓ તથા હથિઆર વિગેરેનું જો શરૂઆતથી ખર્ચ ગણવા બેસીએ તો તે આ ૧૨ કરોડથી પાંચ દશ ગણું થઇ ગયા વગર રહેજ નહિ. તો શું દર વર્ષના ૧૨ કરોડ સરકારની મદદના અને શરૂઆતના ખર્ચના ઓછામાં ઓછા રૂપીઆ ૬૦ કરોડની સરકારની મદદ મુકી દેવા માટે હિંદુસ્તાન અત્યારે તૈયાર છે? શું તે પ્રમાણે મુકી દે તો તેટલા છોકરાઓને ભણાવવા નવી નીશાળો કાઢવાનું, તેને માટે શરૂઆતનું ખર્ચ કરવાનું, તેને માટે જોઈતા કેળવાએલા માસ્તરો પુરા કરવાનું આપણાથી બની શકે એવું છે? એ બધાનો વિચાર કરી પછીજ વૈરીને રાંડ બનાવવા માટે પોતે આપઘાત કરવા કુદી પડજો. નહિ તો ધોબીનો કુતરો ઘરનો પણ નહિ ને ઘાટનો પણ નહિ એવી દશા તમારી ના થાય, તે ખુબ ધ્યાનમાં રાખશો અને

નેશનલ કેળવણી લેવા જતાં હાલની કેળવણી પણ ગુમાવી ન બેસો તે પણ ધ્યાનમાં રાખશો.

તમારામાંના કેટલાક સરકારી નોકરીના ઉમેદવાર પણ થશો. કેટલાક ડાકટર, વકીલ, ઇજનેર, વેપાર અગર ખેતીવાડીનું શીખવાનો ઇરાદો પણ રાખતા હશો. તમારી રાષ્ટ્રિય નિશાળ કરી નાખો, મુંબઈ યુનીવરસીટી સાથેનો તમારો સંબંધ છોડી દો એટલે આ તમારા ઇરાદાને તમારે હમેશની તિલ્લાંજલીજ આપવાની. નવી રાષ્ટ્રિય કોલેજમાંથી પસાર થઇ જીવન કેવી રીતે નભાવવું એનો વિચાર કુદકો માર્યા પછીથી કરવાને બદલે પહેલેથી કરજો. નિશાળના મોટા ભાગના વિદ્યાર્થીઓ તો વાણીઆ છે, વેપારી વર્ગના છે. માટે તેના નફા નુકસાનનો હિસાબ પહેલો કાઢી જોશો, કે તમારા નિશાળ મુકી દેવાથી તમને અને દેશને ફાયદો કેટલો થયો અને નુકસાન કેટલું થયું? સરકાર જે હાલ ૧૨ કરોડ રૂપીઆ કેળવણી પાછળ ખરચે છે તે પણ આપણા ચુંટાએલા સભાસદોએ ચાલુ લડત પછી વધારાવ્યા છે અને હજુ સુધી પણ તે રકમ વધારવા માટે લડત ધારાસભામાં ચાલુજ હતી. સરકાર પોતાની ખુશીથી કંઈ એવડી મોટી રકમ આપવા ખુશી નહોતી. તમો એ રૂપીઆ નહિ વાપરો તો સરકારને તો બીજા કામોમાં વાપરવાનું વધારે ફાવતું થશે અને જે ભારે લશ્કરી ખર્ચનો બોજો હિન્દુસ્તાનને માથે છે તેમાં કદાચ વધારો થશે. પણ તેથી તમને અને દેશને શો લાભ થશે અને તેથી સરકારને શું નુકસાન થશે? વળી સરકાર

જે બાર કરોડ રૂપીઆ કેળવણીમાં આપે છે તે આપણાજ છે. આપણી પાસેથીજ કર લઇને આપેલ છે. કંઇ વિલાયતથી તે રૂપીઆ આવતા નથી અને સરકાર આપણી પાસેથી લીધેલા રૂપીઆનો કેટલોક ભાગ આપણી કેળવણીમાં ખરચે છે તેમાં આપણા ઉપર કંઇ ઉપકાર કરતી નથી. છતાં જે રૂપીઆની મદદ આપણને સરકાર પાસેથી મળે તે આપણે કેમ ન લેવી તેનો વિચાર તમો કરી જોશો.

અસહકારના ભાષણકર્તાઓ એમ કહે છે કે સરકારનું રાજ્યતંત્ર આપણાથીજ ચાલે છે. અંગ્રેજો તો બહુજ થોડા છે. આપણા ભણેલાઓ મદદ આપે છે ને સરકારની નોકરી કરે છે; તેથીજ તેમનું રાજ્યતંત્ર ચાલે છે. જો તેઓ નોકરી મુકી દે ને સરકાર જોડે અસહકાર કરે તો ૨૪ કલાકમાં રાજ્યતંત્ર બંધ પડી જાય એ વાત વ્યાજબી છે? સરકાર પણ તે સારી રીતે જાણે છે અને સરકારે આપણી સહાનુભુતિથીજ આપણા ઉપર રાજ્ય મેળવ્યું છે અને રાજ્ય ચલાવે છે. પણ કદાચ એમ માનો કે એકી વખતે બધા દેશી સરકારી નોકરો નોકરી મુકી દે તો રાજ્યતંત્ર બંધ પડી જાય? પણ તેથી નુકસાન કોને? સરકારને કે પ્રજાને? તેનો પુરેપુરો વિચાર કરો. ટપાલખાતાવાળાએ હાલમાં મુંબાઇમાં હડતાળ પાડી છે તેનો દાખલો લો. તેથી ટપાલખાતાનું કામકાજ બંધ જેવું થઇ ગયું એ વાત ખરી, પણ તેથી નુકસાન કોને થયું? સરકારને કે પ્રજાને? રોજ ટપાલની, તારની, કાગળની, હાડમારી લોકોને, વેપારીઓને અને પ્રજાને

પડે છે કે સરકારને? કદાચ એમ માનો કે તેથી સરકારને ટપાલની આવક કમતી થઇ તો એટલું નુકસાન તો સરકારને ખરૂં. કદાચ સરકારને બીજા માણસો રાખી વધારે ખર્ચ કરવો પડયો એ નુકસાન તો સરકારને ખરૂં! ખરેખર તો એ નુકસાન સરકારને થતુંજ નથી બલ્કે આપણને થાય છે. વધારે ખર્ચ થવું અગર આવક થોડી થઇ તો કેળવણી તંદુરસ્તી ખાતું કે એવાજ બીજા પ્રજાને લગતા ખાતામાંથી ખરચ ઓછો થશે. અગર તેને માટે નવો કર પ્રજા પર પડે તો છેવટે નુકસાન તો પ્રજાને થાય કે સરકારને? જો આવક ઓછી થવાથી અને ખરચ વધવાથી સરકાર વિલાયતથી રૂપીઆ લાવી અહિં વાપરવાની હોય તો સરકારને નુકસાન ખરૂં પણ આ તો સરકાર આપણું હોય તેજ આપણને પાછું આપે છે, કાંઇ તે વિલાયતથી લાવી અહિં આપતી નથી. તેથી છેવટે તો નુકસાન પ્રજાનેજ છે. તેજ પ્રમાણે બધા દેશીઓ સરકારની નોકરી મુકી દે અને સરકારનું રાજ્યતંત્ર ૨૪ કલાકમાં બંધ પડી જાય તો દેશમાં અંધાધુંધી થાય, લુટફાટ થાય અને તે સઘળાનું નુકસાન પ્રજાનેજ ભોગવવાનું થાય, કાંઇ સરકારને નહિં; એ ખાસ વિચાર કરવા જેવું છે.

આ તો બધી સાધારણ વાત કરી પણ હવે કપડવંજને લગતીજ વાત કરૂં તો હાલમાં કપડવંજમાં રાષ્ટ્રિય શાળા કાઢવા જેટલો પૈસાનો બંદોબસ્ત કર્યો છે? રાષ્ટ્રિય શાળા થાય તો શું હાલની અંગ્રેજી નિશાળના બધા છોકરાઓ તેમાં આવે એમ તમે માનો છો? જો તેમ ના માનતા હો તો

કપડવંજમાં જ્યાં એક હાઇસ્કુલ મહામુશીબતે માંડમાંડ ચાલી શકે છે ત્યાં બે હાઇસ્કુલો ચાલી શકશે એવો જરા પણ સંભવ તમને લાગે છે? અને એકની બે કરવા જતાં હાલ જે એક માંડમાંડ કપડવણજમાં શરૂ થઇ છે તે પણ ગુમાવી બેસવાનો પ્રસંગ નહિ આવી પડે? એ સઘળાનો બરાબર વિચાર કરજો. બે નિશાળો થવાથી તથા બન્નેમાં છોકરા ઓછા થઇ જવાથી બેમાંથી એકે સારી રીતે ના ચાલી શકે એ વાત ખાસ લક્ષમાં રાખજો. એકલી રાષ્ટ્રિય અંગ્રેજી નિશાળ કાઢેથી પણ શું વળ્યું? રાષ્ટ્રિય કેળવણી કરવી હોય તો ગુજરાતી પ્રાથમીક શાળાઓ અને કન્યાશાળાઓ પણ રાષ્ટ્રિય થાય ત્યારેજ રાષ્ટ્રિય હાઇસ્કુલ ચાલી શકે. તે બધાને માટે તમે પૈસાની સગવડ કરી મૂકો એમ છો? કપડવંજ ગામમાં તે થઈ શકે તેમ છે?

એક પ્રજામંડળની વાર્ષિક રૂ. ૧ ની ફી ઉઘરાવવા માટે કેટલા ધક્કા ખાવા પડે છે અને તે પણ જે સભાસદો પોતાની રાજીખુશીથી પોતાને હાથે પોતાનું નામ લખાવી ગએલા તેમનીજ પાસેથી ઉઘરાવવાને! તો ગુજરાતી બ્રાંચ નિશાળ, મુખ્ય સ્કુલ, કન્યાશાળા અને અંગ્રેજી નિશાળ બધુ રાષ્ટ્રિય નવું કાઢી શકાય અને તે પણ પછી ચાલુ રહી શકે એવી વ્યવસ્થા થઇ શકે એમ તમે માનો છો? મોટા ગામોમાં જ્યાં પાંચ સાત અગર વધારે હાઇ સ્કુલો ચાલુ હોય ત્યાં આગળ કદાચ એક અગર બે રાષ્ટ્રિય સ્કુલ પુરી ભરાવા પૂરતા છોકરાઓ દરેક સ્કુલમાં થઈ મળી શકે એમ બને. પણ જ્યાં

એક નિશાળ પણ માંડમાંડ ચાલતી હોય ત્યાં એવું બની શકે એમ છે? રા૦ રા૦ પંડયાની વાતચીત ઉપરથી એમ લાગતું હતુ કે સાત વોલંટીયર થનારા માસ્તર રાખીને સ્કુલ ચલાવીએ તો તેવા સાત વોલંટીયર થનારા માસ્તરો તમારી પાસે અગર રા૦ રા૦ પંડ્યા પાસે તૈયાર છે? રા૦ રા૦ પંડ્યાના પોતાના ગામમાં એક નિશાળ ચાર ધોરણ સુધીની હતી. તેના માટે રા, રા. પંડ્યાને માસ્તર ખોળવા માટે કપડવણજ આવવું પડયું હતું; અને અહિંના સ્કુલ માસ્તર સાથે તે સંબંધી કેટલીક વખત રૂા. ૫૦ના પગારે પણ માસ્તર મેટ્રીક સારો મોકલવા કહેતા હતા. જો સાત વોલંટીયર માસ્તર મેળવવાનું કામ એટલું બધું સહેલું હોય તો રા. રા. પંડ્યા તેમની કઠલાલની સ્કુલ માટે એક પણ વોલંટીયરની ગોઠવણ કેમ કરી શકતા નહોતા? અસહકારના પ્રોગ્રામમાં કોરટો બોયકોટ કરવી એ પણ છે. અને આપણી અત્રેની કોરટમાં કઠલાલની નાતોના મોટા તકરારી ઝગડા અને હું ભૂલતો ના હોઉં તો રા. રા. પંડ્યાની તેમજ બીજા અસહકારી તથા હોમરૂલરની જ્ઞાતિનાજ ઝઘડાઓ ચાલે છે. તો રા. રા. પંડયા તેનુંજ ઘર મેળે સમાધાન કેમ કરી અગર કરાવી નાખતા નથી? શું તે બાબતમાં તેઓ અસહકાર નથી કરતા?

આ બધા મારા પોતાના અંગત વિચારો છે. મહાત્મા ગાંધીજી જેવા મોટા માણસના વિચારથી તે વિરૂદ્ધ છે તેથી ઘણા જણ એમ કહેશે કે તમે શું દેશના માટે કર્યું કે

તમારા વિચારોની મહાત્મા ગાંધીજીના શબ્દો સાથે તુલના કરીએ ? તમે એવા કોણ મોટા કે તમે મહાત્મા ગાંધીજીના વિચારથી વિરૂદ્ધ કહો ? ખરી રીતે આ વ્યાજબી તકરાર છેજ નહિ, આવી તકરારને ન્યાયશાસ્ત્રમાં ખોટી તકરાર કહે છે અને એનું અંગ્રેજી નામ, "**Fallacy ad reverentium.**" છે છતાં આવી તકરાર આપણામાં બહુજ પ્રચલિત છે: અને આપણે પ્રમાણમાં બહુજ શોખીન હોવાથી અને રૂઢીના દાસ હોવાથી દરેક વખતે ફલાણાએ આમ કહ્યું છે ને તે શું ના કહેતો હતો એવી તકરાર રોજ સાંભળીએ છીએ. અને તેથીજ એના જવાબ પણ આપું છું કે પંડિત મદન મોહન માલવીયાજી જેવા ખરા દેશભક્ત અને વિદ્વાન માણસે છોકરાઓને નિશાળેથી નહિ ઉઠી જવાની સલાહ થોડા વખત ઉપરજ આપી છે ( જુઓ તા૦ ૨૩–૧૧–૨૦ના બાપણમાં ને હિંદુસ્તાન તા૦ ૨૫–૧૧–૨૦ ) એમને કોઇ ખુશામતખોર કે સરકારથી દબાઇ જનારા કહી શકે એવું છેજ નહિ. પંજાબને માટે તપાસ કરવામાં, ધારાસભામાં પણ તેને માટે સખત લડવામાં, રોલેટ એક્ટ માટે સામા થવામાં તેમણે સાથી આગળ પડતો ભાગ લીધો હતો. છતાં આ બાબત અને ધારાસભાનો બહિષ્કાર કરવા સામે પણ તેઓ પહેલેથીજ છે. "અમૃત બજાર પત્રિકા" અંતિમ પક્ષનું જુનામાં જુનું છાપું છે ને તેના અધિપતિને કોઇ પણ ખુશામતખોર કહી શકે એમ નથી: અને વખતે બીજા ઇલાકાનાં છાપાં તો સરકારની સામે એક બોલ પણ લખવાની હિંમત કરતાં

નહોતાં તે વખતે પણ આ છાપું સરકાર સામે ટક્કર લેતુ હતું તથા સરકારની ગ્રાન્ટ તથા તેના ઇલ્કાબોને ઠોકરે મારતું હતું તેના છેલ્લા એટલે તા૦ ૨૮–૧૧–૨૦ના અંકમાં પોતાના વિચાર વિદ્યાર્થીઓને નિશાળેથી ઉઠી જવાની વિરૂદ્ધ જણાવ્યા છે. કર્નલ વેજવુડ કે જે અંગ્રેજ હોવા છતાં પાર્લામેન્ટમાં હિંદુસ્તાનની સૌથી સારી સેવા બજાવે છે, તે પણ કહે છે કે (જુઓ તા૦ ૨૯–૧૧–૨૦નું સાંજ વર્તમાન) આવા અસહકારથી અરસપરસનો ધિક્કાર પેદા થાય છે અને તેથી આત્માનો વિનાશ થાય છે. માટે એ મુકી દઇ તમારે તમારા હક મેળવવા માટે અસહકાર નહિ પણ ચાલુ સતત પ્રયત્નો અને લડત ધારાસભામાં અને બહાર બંને ઠેકાણે કરવાં જોઇએ: સુબ્રાહ્મણ્યા આયર કે જેણે અહિંના રાજ્યતંત્ર બાબત લડાઇ દરમ્યાન પ્રેસિડન્ટ વિલ્સનને કાગળ લખ્યો હતો અને જેને માટે અહિંની સરકાર તેમના ઉપર બહુજ ગુસ્સે થઈ હતી તેમણે પણ વિરૂદ્ધજ વિચાર દર્શાવ્યા છે. આ સિવાય બીજા વિરૂદ્ધ મતના ઘણા મોટા આગેવાનો છે.

આમ છતાં મહાત્માજીનું કહેવું સાધારણ માણસોના ગળે કેમ ઉતરી જાય છે તે પણ વિચારવા જેવું છે. ગાળો ભંડાતી હોય ત્યાં ઘણા લોકો ભેગા થઇ જાય છે પણ સારી વાતમાં એકઠા થનારા ઘણા થોડાજ હોય છે. સાધારણ માણસો હંમેશાં અંતિમ વિચારનાજ હોય છે અને તેમના વિચાર કેમ કબજે રાખવા તે ખરી રીતે આગેવાનોનુંજ કામ છે તે બે કારણને લઇ સરકારને માટે કદી નહિ સાંભળેલા

શબ્દો ગાંધીજીને બોલતા સાંભળી, લખતા સાંભળી, લોકોને તે સાંભળવાનો ને વાંચવાનો ઘણો રસ આવે છે, પણ તે પ્રમાણે કરવા તૈયાર થનાર તો બહુજ થોડા છે. જો મહાત્માજીના બોલવાથીજ બધું મનાઇ જતું હોય અને અમલમાં મુકાઈ જતું હોત તો જ્યારે ગાંધીજીએ લડાઇ માટે '**Recruit**' નવા સિપાઇઓ મેળવવા માટેની લડત ચલાવી હતી અને તે માટે ગામેગામ ફરી ભાષણો આપ્યાં હતાં તેમાં તેઓ જરૂર ફતેહમંદ થાત પણ ખરેખર તેમાં તેઓ ફતેહમંદ થયા નહિ એટલુંજ નહિ પણ કેટલાક લોકો તો એમ પણ બોલતા હતા કે ગાંધીજીને પણ સરકારે પોતાના પક્ષમાં લઇ લીધા. અરે લાંબા વખતની વાત શું કરવા કરૂં પણ હમણાંની વાત કરૂં તો જ્યારે ગાંધીજીએ વિદ્યાપીઠમાં અસ્પર્શ્ય જાતિને દાખલ કરવાનું કહ્યું કે તરતજ તેને માટે મોટો વાદવિવાદ શરૂ થયો અને ધર્મનાં પ્રમાણો ખોળવા મંડયા. અમે વાણીયા, બ્રાહ્મણ તો ઢેડને અડીએજ નહિ તો હલકી જાતિ સાથે શી રીતે બેસી શકીએ? પરંતુ જો તેજ પ્રમાણે અંગ્રેજ લોકો આપણને હલકા ગણે, આપણને અડકવાની ના પાડે, આપણાથી જુદા ડબ્બામાં બેસે તથા આપણી પાસે અતડાઇથી બોલે તો આપણે તેમને જુલમી તથા ગેરઇન્સાફી કહેવાને તૈયાર થઇ જઇએ. ઢેડા અને તેવીજ અસ્પર્શ્ય જાતિને તો અડી શકીએજ નહિ એવું ધર્મનું ફરમાન છે. જો આવતી કાલે અંગ્રેજોમાં નવા ધર્મ કાઢી એવું ધર્મનું ફરમાન કાઢે કે સઘળા કાળા લોકો

હલકા છે અને તેમને અડવું નહિ તથા તેમને આપણી પાસે બેસવા દેવા નહિ તો તેવા ધર્મના ફરમાનને આપણે વ્યાજબી ગણીશું કે નહિ? બેશક નહિજ ગણીએ. આગળના ૠષિમુનિઓના ઘડેલા ધર્મનાં પ્રમાણો હોય તેમાં મહાત્મા ગાંધીજી જેવાના ફરમાનથી પણ જરા પણ ફેરફાર આપણે કરી શકીએ નહિ અને જે ઠેકાણે મહાત્મા ગાંધીજીનો વિચાર આપણા મત સાથે મળતો થાય તો વાહવાહ કહીએ તો શું આ આપણી તરત સ્વરાજ્ય મેળવવાની લાયકાત છે?

ઘણું કહ્યું છે. આમાં મેં જે વિચારો જણાવ્યા છે તે મારા પોતાનાજ સમજવાના છે. તેમાં કાંઇ દોષો હોય તો તેનો જવાબદાર પણ હુંજ છું. આ પત્રિકાને પ્રજામંડળની પત્રિકા સાથે કાંઇ પણ સંબંધજ નથી, કારણ કે પ્રજામંડળ રાજકીય બાબતમાં બીલકુલ ભાગ લેતુંજ નથી. માટે આ પત્રિકામાંના સઘળા વિચારો તથા ગુણ દોષો માટે કોઇને પણ જવાબદાર ગણવાનો હોય તો મને એકલાનેજ છે. મ્હારી તમને છેલ્લી સલાહ એટલીજ છે કે,

## "Look before you leap."

## "કુદતા પહેલાં વિચાર કરો."

**કપડવણજ**, તા૦ ૮-૧૨-૨૦.